# કન્યા વાચનમાળા

# પુસ્તક ત્રીજાના અર્થ.

([illegible], અક્ષરે અર્થ; કવિતાની સમજુતી; પાઠના સવાલ.)


રચનાર—મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો.

રચનારનું ઠેકાણું—સાલબેપાર-સુરત.

પ્રસિદ્ધ કર્તા—*C. M Shah.*

પ્રસિદ્ધ કરનારનું ઠેકાણું સાલબેપાર-સુરત.





છાપનાર—રઘુભાઈ લલ્લુભાઈ દેશાઈ.

છાપવાનું ઠેકાણું શ્રી 'અનાવિલ' પ્રિ. પ્રેસ, બરાનપુરી ભાગળ સુરત

[illegible] | કિંમત સાત આના. [સને ૧૯૨૪

મેસર્સ. સી. ડી શાહ એન્ડ કો૦ કૃત.

# કન્યા વાચનમાળા.

## પુસ્તક—ત્રીજાના અર્થ.

---

### પાઠ ૧ લો.

વિદ્યાધન=વિદ્યારૂપી ધન
ગરજ=જરૂર
અવસ્થા=સ્થિતિ
ટકવાની=નભવાની
દિલાસો=ધારણા; ધીરજ
સુદ્ધાં=પણ
દૃઢ=મજબુત, ચળે નહિ એવો
નિશ્ચિંત=નિરાંતે, ચિંતા વિના
ભાવ=હેતુ; રહસ્ય
શ્રમ=મહેનત
મર્મ=રહસ્ય; ગૂઢ અર્થ
તરંગ=મોજાં
અનુમાન=તર્ક; ધારણા
જ્ઞાનરત્ન=જ્ઞાનરૂપી રત્ન
અલ્પ જ્ઞાનીઓ=ઓછા જ્ઞાનવાળા
વિપત્તિ=અડચણ; દુઃખ
અવિચારી=વગર વિચારે કામ
 કરનાર
મુદ્દલ=બીલકુલ
અનાદર=અવગણના; દરકાર ન
 રાખવી તે
જવલ્લે=ભાગ્યે
એકાગ્ર=સ્થિર; એકજ જગાએ
 ચોટેલું; લીન
આહાર=ખોરાક
પરિશ્રમ=વધારે મહેનત
તાત્પર્ય=સારાંશ
પ્રશ્ન=સવાલ
આજીજી=કાલાવાલા

### પાઠ ૨ જો.

નસંતાન=છૈયાં છોકરાં વિના
કોગળીઉં=ઓકી ઓકીને માણસ
 મરણ પામે તે રોગ
અકાળ=ઓચિંતું; કવખતનું
ઘરખટલો=ઘરનો કારભાર
કુશળતા=કાબેલીયત
ગુમાસ્તા=નોકર

એડો=ટૂકડી; જથો
મુનીમ=મુખ્ય ગુમાસ્તો; હિસાબ રાખનાર
પ્રમાણિક=નીતિસર ચાલનાર
નીમકહલાલ=ખાધેલું હલાલ કરનાર; લુચ્ચાઇ ન કરનાર
આપમતલબીઆ=પોતાનું ભલું તાકનાર
ભક્ષ=ખાવાનું; ખોરાક—મારી ખાવાનું
સ્વર્ગવાસ=સ્વર્ગમાં વાસ થવો તે; ગુજરી જવું
દુ:ખના ડુંગર રેલ્યા=ઘણાં દુ:ખ આવી પડયાં
વૃદ્ધાવસ્થા=ઘડપણ
સહાયતા=મદદ
અબળા=બળ વગરની; સ્ત્રી
છટા=લહણુ; છૂટ
લાવણ્યતા=વિવેક; મિઠાશ
ઝવેર=પાણી; દૈવત
સભ્યતા=વિવેક
સરવાયાં=દેવું લેણું કેટલું છે તે જાણવા માટે કરેલી તારીજો
આડતીઆ=આડત લઇ કામ કરી આપનાર; માલ મોકલનાર
દલાલ=દલાલી લઇ માલ વેચી આપનાર કે લઇ આપનાર
રજુ કરવી=હાજર કરવી
હુંડીપત્રી=એક ઠેકાણે ભરેલા રૂપીઆ બીજે ઠેકાણે મળવા બાબત વેપારીઓ જે કાગળ લખી આપે છે તે
પરવાનગી=રજા
મહત્વનું=અગત્યનું
ગંજાવર=બહોળો
દાબ=તાપ; કાબુ
દાબ બેસવો=કહ્યા પ્રમાણે કરવું

## પાઠ ૩ જો.

હીત=ભલું
પરોપકારી=પારકાનું ભલું કરનાર
સદૈવ=હંમેશાં
અખંડ=ખંડિત ન થાય એવું; સદા ટકે એવું
નિર્ભય=બીક વગરનું
ગુઝારૂ=પાણીની ગોળીપર ઢાંકવાનું ઢાંકણું; ઠીકરૂં
ઉચ્ચર્યું=કહ્યું

| | |
|---|---|
| જર=પૈસો | સુધા=અમૃત |
| ઉ-મતતા=અભિમાન | નિદાન=નક્કી |
| મૂલી=મૂલ્યવાળી | ઘાટે=આકારે |
| મહીપતિ=રાજા | અખંડ=ખંડિત ન થાય એવું; સદા ટકે એવું |
| ભૂ=પૃથ્વી | |
| અકારૂં=અણગમતું | |

**સમજુતી**—અરે તમારે રૂડો મનુષ્ય દેહ આવ્યો છે; ઘણા પ્રતાપવાળા ઇશ્વરે તેને બનાવ્યો છે. તમે જો તમારૂં ભલું ઇચ્છતા હો, એવા દેહનું કાંઇક સાર્થક કરવાની ઇચ્છા રાખતા હો તો કાંઇક સારૂં કામ કરો. (૧)

કદી વખતને નકામો ગુમાવશો નહિ; પરોપકાર કરીને પરોપકારી એવું સારૂં નામ પામો—મેળવો—કાઢો. ઠગાઇ કીધાથી 'નઠારો' એવું નામ ઠરે છે માટે કાંઇક સારૂં કામ કરો. (૨)

હંમેશા સારી કીર્તિનો સ્વાદ ચાખો અર્થાત્ સારી કીર્તિ મેળવો, અને આ લોકમાં નામ હંમેશ ટકે એવું કરો. તો તમારૂં નિર્ભયનું—બીક વગરનું નગારૂં વાગશે. અર્થાત્ તમને કોઇ જાતનો ડર રહેશે નહિ. માટે કાંઇક ઇ૦ (૩)

ઇશ્વરને જે પ્રિય છે તેજ કામ આ જગતમાં ઉત્તમ છે; બીજું બધું બિચારૂં માલ વિનાનું છે માટે કાંઇક ઇ૦ (૪)

હેતથી હાથ વડે પવિત્ર એવું પુણ્ય કરો. જે હાથે કરશે તેજ સાથે આવશે અર્થાત્ પુણ્ય કરશો અથવા પાપ કરશો તેજ સાથે આવનાર છે—પાપ ખરાબ છે માટે તે ન કરવું અને પુન્ય કરવું તેજ સાથે આવશે બીજું એક ઠીકરૂં પણ સાથે આવનાર નથી. માટે કાંઇક ઇ૦ (૫)

દુષ્ટ લોકો મુઆ પછી ઘણા દુઃખી થાય છે. તેમને જે દુઃખ પડે છે તે એટલું દુઃસહ છે કે મુખ વડે કેમ કરી કહી શકું? અને ચિત્રમાં પણ કેમ કરી ચીતરી શકું—અર્થાત્ લખી શકું. એટલે કહી શકાય તેવું પણ નથી, અને લખી શકાય તેવું પણ નથી. માટે કાંઇક ધ૦ (૬)

પૈસા થકી અભિમાન આણવું નહિ કારણ પૈસાથી કાંઇક માણસ શ્રેષ્ટ થઇ શકતો નથી. અથવા પૈસાથી—પૈસો હોય તેથી કોઇને મોટો જાણવો નહિ. પૈસાથી જુગાર રમવો નહિ. માટે કાંઇક ધ૦ (૭)

આયુષ્યમાંથી-આવરદામાંથી જે ઘડીઓ ઓછી થાય છે તે ઘણી કીમતી છે. ફરીથી તે મળનાર નથી. અરે નક્કી આ જીવન પણ જનારૂં છે—નાશવંત છે માટે કાંઇક ધ૦ (૮)

મોટા મોટા રાજાઓ પણ પોતાનું રાજ્ય મેલી પૃથ્વી પર ખેલ ખેલીને-રમત રમીને ચાલ્યા ગયા છે—મરી ગયા છે. અરે એથી હું શું વિશેષ વર્ણન કરૂં-કહી શકું. માટે કાંઇક ધ૦ (૯)

દ્રવ્ય અને આ દેહ નિશ્ચય—નક્કી નથી. આનો પ્રેમ પણ નક્કી નથી અર્થાત્ એ સર્વે અનિશ્ચિત છે નાશવંત છે. મરતી વખતે એ સર્વ તમને અણગમતું થઇ પડશે—કાંઇ કામ નહિ આવે માટે કાંઇક ધ૦ (૧૦)

સંસારના સુખને તમે અમૃતના જેવું નક્કી માની રહ્યા છો. જેને તમે અત્યારે અમૃતના જેવું માની રહ્યા છો તેજ આખરે તમને ઘણું અપ્રિય થઇ પડશે માટે કાંઇક ધ૦ (૧૧)

મનુષ્ય દેહ તમને આપ્યો છે તે મોજ મારવા આપ્યો નથી તેમજ તે પશુ પક્ષીના આકારનો ઘડેલો નથી એ તો તમને ઇશ્વરનું

ભજન અને સારાં કર્મો કરવાં માટેજ આપેલો છે માટે પશુની પેઠે તેને ન ગુમાવતાં સ્વર્ગમાં અખંડ સુખ આપનારૂં કાંઇક સારૂં કામ કરો.(૧૨)

## પાઠ ૪ થો.

મનમારવું=મનને કાબુમાં રાખવું
સરદારી=મોટાઇ
દુર્ગુણ=નઠારા ગુણ
આડે=અવળે માર્ગે
ફાંસામાં=પંઝામાં
કાબુ=દાબ
યોગીઓ=ઇશ્વરને મેળવવા યત્ન કરનાર; યોગ સાધનાર
ડગાવી દેછે=પોતાના નિશ્ચયથી ચળાવી નાખે છે
ખળ=લુચ્ચું
કઠોર=નિર્દય
ચપળ=જલદી સડકી જાય એવું
ચોદિશા=ચારે દિશામાં
પ્રીતમ=એ નામનો એક કવિ થઇ ગયો છે
તર્કવિતર્ક=વિચાર; શંકા અને તેનું સમાધાન
અંકુશ=દાબ
બહેકે છે=દાબમાં રહેતી નથી
ઇંદ્રિયો=૧૧ છે. ૫ જ્ઞાનેંદ્રિયો, ૫ કર્મેંદ્રિયો અને મન
જ્ઞાનેંદ્રિયો=આંખ, કાન, નાક, જીભ, ચામડી
કર્મેંદ્રિયો=હાથ, પગ, મોં, ગુદા, ઉપસ્થ
આધીન=તાબે
કર્તવ્ય=કામ; ફરજ
વિરૂદ્ધ=ઉલટી
લબાડી=ગપ્પાં મારી આમતેમ સમજાવવું તે
ઉતરવા=પાસ થવા.
ઓળખીતી=ઓળખાણ; પીછાન; દોસ્તી
રંજાડવા=દુઃખ દેવું
ઇંદ્રિયસુખ=ઇંદ્રિયોનાં સુખ
વાસના=સૂક્ષ્મ ઇચ્છા
નિરપરાધી=અપરાધ વિનાનો
વાંછના=ઇચ્છા
અકસ્માત=ઓચિંતી અડચણ
લડાકા=ગપ્પાં
પ્રત્યેનો=તરફનો

શ્રુતિ=વચન
ગુલામ=વેચાણ લીધેલો નોકર
ચડસ=એક વાતનો ખાસ શોખ
હોય તે
જાથુના=હંમેશના

**સમજુતી**—મન માનતું નથી. એને સો ફેરા સમજાવું તેઓ શું થાય ? શું વળે ? લુચ્ચું, કઠણ, દયા વગરનું, ચંચળ, ચોર, ઉતાવળી ગતિવાળું મન ચોદિશ-ચારે દિશામાં જાય છે. ખાળવાથી એ ખાળી શકાતું નથી.

### પાઠ ૫ મો.

ચિત્રકૂટ=નાશક પાસેની જગ્યા.
ભારદ્વાજ=એ નામના એક ઋષિ હતા
ભેટ લઇ=મુલાકાત લઇ
વાલ્મીકિ=એ એક ઋષિ હતા. જાતે ભિલ હતા. લૂંટવાનો ધંધો કરતા હતા. નારદના ઉપદેશથી તેમણે એ ધંધો છોડી ઇશ્વર ભજન કરવા માંડયું, અને મોટા ભક્ત કવિ થયા. એઓ તમસા નદીને કિનારે સંધ્યા કરતા હતા તે વખતે એક પારધીએ કામ મોહિત ક્રૌંચ પક્ષીના જોડામાંના એકને મારી નાખ્યું આ જોઇ ઋષિને ઘણી દયા ઉપજ થઇ અને તેમણે રામાયણ લખ્યું.
સમાગમ=મુલાકાત
આશ્રમ=ઋષિઓને રહેવાની જગ્યા
ઉત્તરક્રિયા=મુઆ પછીની ક્રિયા
નિઃશંક=શંકા વગરના
શત્રુઘ્ન=શત્રુને મારનાર. વિશેષ નામ
અત્રિ=એ નામના ઋષિ હતા
અનસૂયા=અદેખાઇ સિવાયની વિશેષ નામ છે. એ મહા સતી હતી. પોતાના પતિની સેવા અખંડ બાર વર્ષ સુધીના દુષ્કાળમાં પણ તેણે કરી હતી તેને પેટે બ્રહ્મા, વિષ્ણુ અને શંકર પુત્રરૂપે અવતર્યા હતા. નર્મદા કિનારે ચાંદોદ પછી એ સતીના નામનું સ્થાન આવે છે, ત્યાં હજુ પણ

રક્તપીતીયા માણુસો રોગ મુક્ત થાય છે.
મળ=મેલ
પુષ્પમાળ=ફૂલની માળા
કુંકુમ=કંકુ
આપત્કાળ=દુઃખની વખત
છળે છે=છેહ દે છે
અસહ્ય=સહન ન થાય તેવાં
મનસા=મનવડે થતો
કર્મણા=કર્મ વડે થતો
અખંડ=ખંડિત નહિ તે.
પતિવ્રતા=પતિ એજ વ્રત-નિયમ છે જેનો એવી પતિનેજ પુજ્ય માનનારી
ઉપવન=નાનું વન
વાટિકા=વાડી
ભસ્મ લેપિત=ભસ્મ-રક્ષાનું જેમણે લેપન કરેલું છે એવા; ભસ્મ ધારણ કરેલા
ચંદન અર્ચિત=ચંદનની અર્ચા કરેલી છે એવા
ધર્મ કાર્ય તત્પર=ધર્મનાં કામ કરવામાં તૈયાર
ઋષિપત્નીઓ=ઋષિઓની સ્ત્રીઓ
દારૂણ=ભયંકર
સોહે=શોભે
વિશાળ=લાંબો પહોળો
મનોહર=મનને હરનાર
વિવિધ=જુદી જુદી જાતના
વૃક્ષવેલી=ઝાડ અને વેલીઓ
કેલી=આનંદ
જુજવી=જુદી જુદી
રૂઅડલી=સારી
લેપિત=લેપન કરેલું છે જેમણે એવ
અર્ચિત=ચંદનની અર્ચા કરેલી છે જેમણે એવા
વેવળીઓ=વલવલ કરનારી
પેખું=જોઉં

**સમજુતી**—ભયંકર વનમાં આ ઋષિનો વિશાળ આશ્રમ શોભે છે. મનને હરનાર સુંદર આ આશ્રમ શોભે છે. કેવો સુંદર દેખાય છે! એની રચના જોવાથી મન ઠર્યું છે-તૃપ્ત થયું છે. (૧)

સારી વાડી, નાનું વન અને અહીં તહીં જુદી જુદી જા તન

વૃક્ષ-ઝાડ અને વેલીઓ, ફૂલ, ફળ, વગેરે છે અને પંખીઓ ઘણા આનંદ કરે છે. (૨)

આ પાસે વિદ્યાર્થીઓની જુદી જુદી કોટડીઓ આવેલી છે. તે સારી ગોઠવણ દીલને પસંદ પડી-ગમી. (૩)

આ પાસે ભસ્મ ધારણ કરેલા અને ચંદનની અર્ચા જેમણે કરેલી છે એવા ઋષિઓ વેદ ભણે છે અને મન રાખીને જુએ છે-વિચારે છે. (૪)

ધર્મ કર્મમાં તૈયાર રહેનારી ઋષિઓની સ્રીઓને દેખું છું તેમાં કેટલીકને ડાહી ને કેટલીકને વલવલ કરનારી જોઉં છું-વલવલ કરનારી છતાં તેમને પણ પવિત્ર ને સુંદર જોઉં છું. (૫)

## પાઠ ૬ ઠ્ઠો.

અધમ=પાપી
ઉદ્ધાર=ઉદ્ધારનાર; તારનાર
ઢુંકડાં=પાસે
ઉદિત=ઉગેલો
આદિત્ય=સૂર્ય: અદિતીના પુત્ર
આભાસ=ઝાંખી; દેખાવ
હિમ=બરફ
જાગ્યો=ઉઠ્યો
પદ્મ=કમળ
પતિત થઈ=ભ્રષ્ટ થઈ; બંધ થઈ
ઘાટ=ઓવારા
ધનુર્વિદ્યા=બાણ મારવાની વિદ્યા
વાજીંત્ર=વાજાં
રૂઠી=રીસ ચઢાવી; ક્રોધ કરી
ધીમંત=બુદ્ધિવાળા
આદરે=શરૂ કરે
આધે=આઘે
કલ્લોલ=આનંદ

**સમજુતી**—માબાપ મળીને સવારમાં છોકરીને કહે છે કે તું વાત સાંભળ; જો રાત વીતી ગઈ છે, એ વખતે ઉઠીને તું પાપી માણસોને તારનાર ઇશ્વરમાં પ્રીતિ જોડ-ઇશ્વરનું ભજન કર.

પાસે અને દૂર કુકડા કુક બોલે છે—વહાણું વાયુ એમ સૂચવે

છે–અને દરબારનાં બારણાં ખુલ્યાં છે. જે લોકો જાગ્યા છે તે ઉઠવે લાગ્યા છે, અને જ્યાં દેવનાં દહેરાં છે ત્યાં ઘંટ વાગી રહ્યા છે.–વાગ્યા છે. માબાપ ઈ. (૧)

આકાશમાં ઉગેલા સૂર્યનો આભાસ જણાય છે–(અર્થાત્ હજુ સુધી સુર્ય દેખાતો નથી–સૂર્ય ઉગના પહેલાં તેનું વક્રીભવને લીધે તેજ મારે છે અને પ્રતિબિંબ જણાય છે તે ઉપરથી) અને ચંદ્રનો પ્રકાશ નાશ પામ્યો છે. રાત્રે ટાઢ–હિમથી અતિશય ટાઢથી જે બરફ જામ્યો હતો–પાણીનો બરફ થઈ ગયો હતો તે હવે સૂર્ય ઊગવાથી તાપને લીધે ઓગળીને ઝરણમાં વહી જાય છે. માબાપ ઈ. (૨)

ચકલીઓ ચકચક કરે છે, કાગડા કા કા કરે છે. અને હંસ પોપટ અને મેના મધુર બોલે છે. કેટલાક લોકો પ્રભાત રાગ–પ્રભાતીયાં ગાઈને ખૂશ થાય છે. અને ગાય ભેંસોના ગળાના બંધ છૂટે છે. અર્થાત્ તેમને ચરવા જવા છોડે છે. માબાપ ઈ. (૩)

વળી ઘંટીઓના જોરથી ઘોર–અવાજ થાય છે તે તું સાંભળ અને મસીદોમાં મુલ્લાં બાંગ પોકારે છે. કેટલીક સુંદરી નહાઈને પાણીનાં બેડાં ભરી જાય છે–પોતાને ઘેર અને કેટલીક નદીના કિનારા પર નહાય છે. માબાપ ઈ. (૪)

તું દીવાને જઈ જો તેની જોત–પ્રકાશ ઝાંખો થયો છે. અને ચોર ને ધુતડ સંતાઈને ભરાઈ ગયા છે; કમળો ખીલ્યાં છે અને પોયણી મીચાઈ ગઈ છે–તેનું સ્થાન રાણીપદ જતું કહ્યું છે. પોયણીને ચંદ્રની સ્ત્રી કલ્પેલી છે. ધણીનું રાજ્ય ગયું એટલે તેનું પટરાણીપદ પણ ગયું. બગલાં અને ઠગ લોકો નદી કિનારે જઈને બેઠાં છે માબાપ ઈ. (૫)

ખેડુતો ખેતી કરે છે, સોની સોનું ઘડે, લુહાર લોઢું ઘડે છે અને કંસારા કાંસું ઘડે છે, અને બૈરીઓ આંખમાં એક પણ આંસુ ન હોય છતાં મરનારને માટે (લાગણી વિના) મોટો રાગ કાઢીને રહે છે. માબાપ ૪૦ (૬)

જે નરનારીઓ ઊઠી, બારીઓ ઉઘડી, સ્ત્રીઓ દહીં વલોવે છે, રસ્તામાં વટેમાર્ગુ જાય છે ધોબી ઘાટમાં લુગડાં ધૂએ છે તે જો માબાપ ૪૦ (૭)

ધીરજવાળો શૂરવીર બાણુ મારવાની વિદ્યા શીખે છે રાજદરબારમાં વાજાં વાગે છે, ચોકીઓ બદલાય છે. રાતના પહેરાવાળા સિપાઈ બદલાય છે. રસ્તામાં પાણી છંટાય છે, અને રાજા જઈને બાગમાં શોભે છે.–મોજ મારે છે. માબાપ ૪. (૮)

કૂળવાન સ્ત્રીઓ છોકરાંઓને સંભાળે છે, અને સવારમાં ઊઠી મધુર બોલ બોલે છે અને ફુઅડ રાંડ ઊઠીને બાળકને મારે છે, ધણીને ધમકાવે છે એવી રીતે ક્રોધી થઇ–ગુસ્સે થઇ કલેશ કરે છે. માબાપ ૪. (૯)

ધનવાન માણસો, બુદ્ધિવાળા માણસો, હોય છે તેઓ સવારમાં દાંત સાફ કરીને પછી સારા સુગંધીદાર ફૂલો વગેરે સૂંઘે છે. એ વખતે આળસુ, સુસ્ત, અક્કલ જેમની મારી ગઇ છે એવા, અને અફીણ ખાનારા પુષ્કળ ઊંઘે છે. માબાપ ૪. (૧૦)

આ વખતે ઊઠીને જે અભ્યાસ કરે તેનો અર્થ આઠ દશ મહીનામાં સરે છે. અને જો આ વખતે વનમાં જઇ ખુલ્લા પવનનું સેવન કરે–શ્વાસ લે તો ૭ માસમાં શરીર નિરોગ થાય. માબાપ ૪. (૧૧)

જે વાત ભુલી ગયા હોઇએ તે આ સમે ઊઠીને યાદ કરીએ તો સાંભરી આવે. અને દલપતરામ કવિનું કવિતા બનાવવાનું જે કંઈ કામ છે તે પણ પાર પાડીએ. અર્થાત્ કવિઓ આ વખતે

૧૧૮૨-



જો કવિતા કરવા માંડે તો સારી અને સહેલથી થાય. માબાપ (૧૨)

### પાઠ ૭ મો.

ચિત્રવિદ્યા=ચિત્ર કાઢવાની વિદ્યા; ડ્રોઈંગ

ફતેહમંદી=સફળતા

નિષ્ફળતા=પાછાં પડવું તે; ફળ ન મળે તે

ટકોરા=ઠોકર; કહેણુ

નિરુત્સાહી=ઉત્સાહ વગરનાં; હોંસ વગરના

ઉદ્યમ=પ્રયત્ન; ફરી ફરી કરવું તે

સતત=ચાલુ; અખંડ

આગ્રહ=ખત

વક્તા=ભાષણ કરનાર

યથાર્થ=બરોબર

લુખા=જેમાં રસ ન પડે એવા.

માથાફોડીઆ=માથું દુખાવનારા

### પાઠ ૮ મો.

હીજરી=મુસલમાની; મહંમદ પેગંબરના મક્કાથી મદીને નાસી આવવાને હીજરી કહે છે તે ઉપરથી હીજરી

ગળગુથી=બાળક અવતર્યા પછી તેને ધાવતાં ન આવડતું હોવાથી ગોળી, ઘી અને પાણી જરા ઉનું કરી પાવામાં આવે છે તે

ઘાંટી=અણી; જાળ; કાળ

શાદી=લગ્ન

સહકુટુંબ=છૈયાં છોકરાં સાથે

પત્તો=ભાળ

કુરાન=મુસલમાન લોકોનું ધર્મપુસ્તક

ગુલીસ્તાન=શેખ શાદી નામના મુસલમાન કવિનું ઉત્તમ કાવ્ય પુસ્તક

કરીમા=ઇશ્વર સ્તુતિનું મુસલમાની કાવ્ય પુસ્તક

કાજી=ન્યાય કરનાર

બખીલ=કંજુસ

મુદ્દામ=ખાસ

નીકા=લગ્ન

પત કરી=કબુલ કરી

પાનપત=પાણીપત; દિલ્હીની પાસેનું ગામડું

બુરાઇ=બદબોઇ; નઠારી વાત

હેડમિસ્ટ્રેસ=મુખ્ય મહેતી

### પાઠ ૯ મો.

અપટ=અટ્લ; પુરેપુરી
ફુઅડ=એદી
પલકારે=અનુસારે
અબોલ્યા=વગર બોલ્યા
પારખે=જાણી જાય
નિજ=પોતાનો
લેશ=જરાપણ
લવરી=લવારો
ચપળા=વીજળી
ઉજાણી=આનંદ
રમા=સ્ત્રી
અપ્સરા=ઈંદ્રની ગાનારીઓ. એ બહુ રૂપાળી હોય છે
સાજ=શણગાર
સાહિત્ય=સાધન
પાક=રસોઈ
આદરતી=કરવાની શરૂઆત કરતી
સદન=ઘર

**સમજુતી**–જે માણસને ચતુર અને સુઘડ સ્ત્રી મળી હોય છે તેની જિંદગી સફળ છે. અને જેને ખરેખરી–અટ્લ ફુઅડ બૈરી મળી હોય છે તે, તેનો અવતાર ધૂળધાણી કરે છે.

ચતુર સ્ત્રી આંખને અનુસારે સમયસુચકતા વાપરી શું કરવાનું છે. તે સમજી જાય છે; અને વખત બે વખતે અબોલ્યા બોલ ઉપાડી લે છે. એટલે કહેતામાં કામ કરે છે.

પતિના મનનું ધારેલું–ધારેલી વાત હસની હસની સહજમાં જાણી જાય છે અને તે ગમે એટલી દૂર હોય છે પણ જાણે હૃદયની પાસેજ રહેતી હોયની એમ તેના ધણીને લાગે છે. અર્થાત્ હંમેશાં મનમાં તેનું રટણ થયાંજ કરે છે.

પોતાના ઘરનું સર્વ કામકાજ કરે છે છતાં પણ હમેશાં નવરીજ હોય છે. અર્થાત્ તે એવી સ્ફુર્તિથી કામ કરે છે કે કઈ વખતે તે કામ કરે છે તે કોઈને માલુમ પડતું નથી. અને સઘળાંની સાથે

મીઠી વાતો કરે છે પણ જરાએ નકામી લવરી કરતી નથી.

જેની ચાલ-કામ કરવાની રીત ઇત્યાદિ વીજળીના જેવી ત્વરા વાળી-ઉતાવળી છે. અને તે જાતે ઘણી શુદ્ધ હોય છે. હે પુરુષ આવી દેવીના જેવી ચતુર સ્ત્રી મળી એ તારૂં ધનભાગ્ય છે!

જેને ચતુર અને સુઘડ સ્ત્રી મળી છે તેનું ઘર સુખી છે અને તેનો સંસાર પણ સુખી છે. તેના સુખ અને શોભાનો છેડો નથી ઇંદ્ર પણ તેનું સુખ જોઇ નક્કી પોતાના મનમાં બળે છે. આખી જિંદગી હંમેશાં બન્નેને-સ્ત્રી પુરુષને ઉજાણીની અર્થાત્ આનંદની છે, પણ જેને પક્કી ફુઅડ સ્ત્રી મળી છે તેનો તો તે રંડા, અવતાર જ ધુળધાણી કરે છે.

દેવાંગના-અપ્સરા જેવી સ્ત્રી ઘરમાં સવારે સૌથી પહેલી ઊઠે છે, અને જો તે ગાતી ગાતી ઘર કેવું સાફ કરે છે! ઘર સ્વચ્છ કીધા પછી શરીર સાફ કરીને અર્થાત્ દાતણ પાણી ઈત્યાદિ કર્યા પછી નાહી ધોઇને સારા શણગાર ધારણ કરે છે, પછી ધણી-ને નહાવાનું, ધ્યાન ધરવાનું અને રાંધવાનુ સાહિત્ય તૈયાર કરે છે-કરવા માંડે છે.

રમતી રમતી-અર્થાત્ આનંદથી બાળકને વહાલ ધરીને ઉઠાડે છે. ગીત ગાતી વાતો કરતી એવી મા બાળકને ઘણી ગમે છે-વહાલી લાગે છે. ઘણું કરીને થોડું કહી બતાવે એવી એ શાણી-ડાહી હોય છે. પતિની કમાઇને સમજીને ખરચે છે અને સાચવી રાખે છે-ઉડાવી દેતી નથી.

સ્ત્રીઓને સાધારણ રીતે થોડું કામ કરી હું તો થાકી થઇ એવું કહી જાણે પોતે ઘણુંજ કામ કર્યું છે એવું બતાવવાની ટેવ હોય

છે. સાદી સ્ત્રી કદી તેમ કરતી નથી માટે—"ધણું કરી થોડું દેખાડે ૪૦ " લખ્યું છે.

વળી તે સ્ત્રી સાદી કેવી છે? પોતાના હાથ પગ મોં ચોકખા કરીને ઘરમાં સદા આનંદી રીતે સુખ ભરી ફરે છે તેથી જાણે ઘરમાં સુખની ઝરમર ઝરમર વૃષ્ટિ થતી હોયની એવુ લાગે છે માટે જે માણસને ૪૦

### પાઠ ૧૦ મો.

ગપાટા=ગપ્પાં; નજીવી વાતો,

ફફુળવું=રડવું અને ફજીઓ કરવો; કલકલાટ કરવો.

આભ એક તસુજ બાકી રહ્યોછે= પોતાના મનમાં ઘણી મોટાઇ માનનારી થઈ ગઇ છે.

પુમડે પાણી પાવું=સતાવવો; પુમડા વડે પાણી પિવાય નહિ છતાં તે પ્રમાણે જબરજસ્તીથી કરાવવું

વાર્તા=વાતો

ટસ્સો=ડોળ; લટકો

જમાનો=વખત

ખાધે પીધે દીવાળી ને ઉગરે ઉચાટ=ખાવા પીવાથી મજા અને જો તેમ કરતાં કાંઈ પુંજી પાસે બચે તો દીલગીરી થાય, કે અરે રામ આટલું ખરચી નાખવાનું રહી ગયું.

નાકમાં ઉટ ચાલ્યાં જાય છે= તે ઘણી અભિમાની છે. એવા માણસના નાકે ફૂલે છે તેથી આ વચન છે.

સાહેબ લોકશી=સાહેબ લોકોના જેવો

ઓર=જુદી

મુહૂર્ત=સારો વખત

વઢકારી=વઢકણી

ઉધડી લીધા=તેની સાથે ખુબ લડી ન કહેવા જેવું કહ્યું.

ખોતરડા કાઢ્યા=નઠારી વાતો-સાચી કે જુઠીને ઉઘાડી પાડી

મહોર મહોરની માપે=સખ્ત કાટકણી કાઢે

આખણે=સાતે પેઢીના ખખરાં કાઢે-ખોતરે

'ઝાવરી વાળવું=ઢાંકી દેવું; ટાઢું પાડવું
ઘેર ઘેર માટીના ચુલા છે=ખધરાં કાઢવા બેસીએ તો બધાનાં નીકળે કોઇ તદન પવિત્ર—બાકી ન રહે-બધાં એક સરખાં છે.
સ્વભાવિક=કુદરતી

## પાઠ ૧૧ મો.

કાળિઆર=કાળોમૃગ; નરહરણ
અદશ થઇ ગયું=દેખાતું બંધ થયું
દાખવી=બતાવી
જીવતદાન=જિંદગીનું દાન કરવું તે; જીવ બચાવવો તે
અંદેશો=શંકા; વહેમ
ઉત્કંઠા=પ્રબળ ઇચ્છા.
વિચારશીળ=વિચાર કરીને કામ કરનાર
અમાન્ય થાય છે=કબુલ કરતી નથી
પ્રમાણ=નક્કી; સિદ્ધ
નિર્ણય=નિકાલ
પણછ=કામઠાની દોરી
ગરક થવું=ડૂબી જવું
સ્વાર્થી=પોતાનું ભલું ઇચ્છનાર; આપ મતલબી

## પાઠ ૧૨ મો.

સસ્તી=સોંઘી
નુતી=નહોતી
દોદશ=બંને બાજુએ
શ્વાન=કુતરાં
મુષક=ઉંદર
સદન=ઘર
ખટરાગ=પીડા; સરસામાન; વૈષ્ણવો જે પવિત્રી ધાલે છે તે
સાજ=ગાન; ભજન કરવાનાં સાહિત્ય
ગાજી=બોખારીને; સ્પષ્ટ
અળગી=જુદી
પંદે=આગળ
કાઠ=કાષ્ટ; લાકડું
બાલમુકુંદ=કૃષ્ણની નાની મૂર્તિ
આનંદકંદ=આનંદ આપનાર
પવિત્રી=દર્ભની વીંટી; વૈષ્ણવો જે વીંટી ઘાલે છે તે.
ચક્ર=સુદર્શન ચક્રની પ્રતિમા; એ એક પત્થર ઉપર હોય છે.

**સમજુતી**—જ્યાં કોળી અને કાછીઆ લોકોની વસ્તી હતી અને શાકભાજી જ્યાં સસ્તી મળતી હતી એવી જગ્યામાં એક જુની ઝુંપડી હતી. તેના ઉપર સમ ખાવાએ એક સળી નહોતી. અર્થાત્ કામડાં વગેરે કાંઇ નહોતું-ઉઘાડુંજ છાપરું હતું. (૧)

તેની ભીંતો સઘળી મેરથી એવડ વળી ગઇ હતી. અને છાપરાં ઉપર ભાંગી તૂટી કોઇએક વળી હતી. જ્યાં જોઇએ (ઘરમાં) ત્યાં ઝાડ હતાં તેથી વણુછો પડે. એવું તો બીલકુલ નહોતું ! (વક્રોક્તિ છે. અર્થત્ પુષ્કળ વણુછો પડતો હતો.) (૨)

ઘરમાં કુતરાં, ઉંદર અને કોળ રહેતા હતા; બારીઓ પણ વગર મૂકી બધી સોળ હતી ! અર્થાત્ કરામાં જ્યાં જોઇએ ત્યાં કાણાં હતાં. ઘરમાં જવાનું કાંઇજ નહોતું એટલે તાળું શું મારવુંતું ! અર્થાત્ ઘરનું બારણુંજ નહોતું. મહેતા બેસીને પેઠા એટલે આશ્ચર્ય જોયું, અર્થત્ ઘરનું બારણું પણ એટલું નીચું હતું કે અંદર બેઠાં બેઠાંજ પેસાય એ રીતે બેસીને મહેતા અદર પેઠા એટલે તેમણે આશ્ચર્ય-નવાઇ જેવી ઘરની સ્થિતિ જોઇ. (૩)

સઘળુંજ આવું જોયું એટલે એવા ઘરમાં જેવાનું શું ! નર્યાજ કાંકરા ત્યાં વીણામણ શું શોધવું ! આથી મહેતા ઘણા ખુશી થયા કારણકે તેમને ઘર જોયાના સંતપ દુઃખજ ગયા. ઘરમાં જોવા જેવુંજ કાંઇ નહોતું ! પછી મહેતાએ સર્વ સાથે આવેલા હરિજનને કહ્યું કેઃ—અમે અમારો સામાન લેવાને જઇએ છીએ તમે તમારે ઘેર જઇને સુખીઆ થાવ. (૪)

હરિજન—હરિભક્તો કહે છે કે અમારા સરખું કાંઇ કામકાજ કહો અમો અહીં વાસ લાવવા લાગીએ ત્યારે મહેતાએ કહ્યું કે

મારો વાસ મારે નથી કે તમારે સધળાને તસ્દી લેવી પડે કારણ કે હરિભક્તને એવી ખટપટ—સરસામનની—ધણી હોય નહિ. (૫)

આથી આવેલા ભકતો ભક્ત મહેતાને પ્રણામ કરી પોતપોતાને ઘેર ગયા. પછી મહેતો સામાન લેવા માટે ઘેર-ભાઇને-આવ્યા અને પોતાની સ્રી માણેક મહેતી-ને સમાચાર-ખબર કહેવડાવી. (૬)

મહેતીને કહ્યું કે તમે નાતમાં રહેશો કે મારી સાથે રહેશો, તે આ સધળા સાથ-સગાં વહાલાંમાં ઓાંખરીને સ્પષ્ટ કહી દો. ત્યારે મહેતીએ કહ્યું કે મારે નાતનું કાંઇ કામ નથી. મારે માથે તો તમે એકલાજ ધણી છો. (૭)

જેમ કાયાથી (શરીરથી) તેની છાયા જુદી પડતી નથી તેમ સ્રી જે ધણીને (પરણી) હોય છે તેનાથી જુદી પડતી નથી. માટે તમે આગળ ને હું તમારી પાછળ આવીશ. જો સ્રીઓ એમ ન કરે અર્થાત્ પતિને ન અનુસરે તો તેમને રામ રૂઠે એટલે તેમના પર (ઇશ્વર) નો કોપ થાય. (૮)

મહેતા ગોપીચંદન લીધુ-લે છે અને તુળસી કષ્ટ પેલાને બીજાને આપે છે; અને કહ્યું કે હે સંત ભાઇઓ જરા મદદ કરજો. જો જો રખેને માળા અને તિલક કરવાનાં છાપાં ભુલી જવાય. (૯)

ધંટ, શંખ, અને બાળમુકુંદની મૂર્તિને લો રખેને આનંદ આપનાર એમને ભૂલી જતાં પવિત્રી અને ટોપી લેજો આ પ્રમાણે મહેતાએ લાજ મર્યાદા-આબરૂ-શરમ છોડી દીધી. (૧૦)

પેલાં તાળ, કાંસી અને તંબુરો લેજો. જો જો સામાન અધુરો ન રહી જાય ! પેલાં મંજીરીયાં, કીર્તનીયાં અને મૃદંગ લઇ લેજો. ભાઇઓ જો એ સાજ ભૂલી જશો તો ભજનના રંગમાં ભંગ થશે (૧૧)

વૈરાગી કહે છે કે અમે સઘળું વીણી લીધું છે. અને બાકી રહી ગએલું ચક્ર મહેતીને હાથમાં આપ્યું છે. પછી ભગતને દંડવત્ પ્રણામ કરીને મહેતો પોતાને નવે ઘેર રહેવા ચાલ્યા. (૧૨)

### પાઠ ૧૩ મો.

મરદાની=મરદ માણસોને રમવા જેવી
અસ્ત્ર=ફેંકીને મારવાનું હથિયાર
શસ્ત્ર=હાથમાં રાખીને મારવાનું હથિયાર
પ્રવીણ=હોશિયાર; નિપુણ
વંશજ=કુળનો; વંશમાં જન્મેલો
કારસ્તાન=નઠારાં કૃત્ય; દગા ભરેલા કામો; યુક્તિ પ્રયુક્તિ
ઉપજીવિકા=ગુજરાન
અથ ઇતિ=પહેલેથી છેલ્લે સુધી
તરાપ=ફલંગ
અરસામાંજ=એ વખતેજ
સૌંદર્ય=ખુબસુરતી
ઘાટ=યુક્તિ
સુદામ=ખાસ
ખંડ=ઓરડો
તરકટ=કપટ; બનાવટી વાત
ચકચૂર=મશગુલ; લીન
વધ કર્યો=મારી નાખ્યો
રોન=ચોકી
કોટવાલ=શહેરના રક્ષણ માટે નિમાયલો અમલદાર
સમક્ષ=રૂબરૂ
લાશ=મુડદું
પ્રશંસા=વખાણ

### પાઠ ૧૪ મો.

ખામોશ=સહન કરવું; ગમખાવી; નમી જવું
**અધીરા સો બાવરા ધીરા સો ગંભીર**=ધીરજ વગરનો માણસ ઉતાવળ કરે છે–બાવરો બની જાય છે એટલે તેનાથી કામ થઈ શકતું નથી. અને ધીરજવાળો માણસ ગંભીરાઈથી પોતાનું કામ પાર પાડી શકે છે.
આપત્તિ=સંકટ.
હેબકી=બીને; ડરીને
જોગ=વખત
કષ્ટકાળે=દુઃખને વખતે

બડા=મોટા
ભેળસેળ=એકઠાં
રણસંગ્રામ=લડાઇ.
ખટપટ=તકરાર
કૃત્ય=કામ
દુર્દૈવ=કમનસીબી
હાયવરાળ=અફસોસ
વેણ=વચન
સુકૃત્યો=સારાં કામ
જોગવાઇ=સવડ
હેબક=ધાસ્તી
ઓશિઆળું=લાચાર; શરમાયલું
પ્રબળ=જોરાવર
ગમ ખાવી=જાણ્યું અજાણ્યું કરવું
બાકરી બાંધવી=કેડ બાંધવી; લડવું
કલ્લોલ=આનંદ
ગર્વિષ્ટ=અભિમાની
પંક્તિ=હાર
શૌર્ય=શૂરવીરપણું
દેશાભિમાન=પોતાના દેશને માટે માન
મંદ=સુસ્ત
મહત્=મોટાં

**સમજુતી**—ઇશ્વરને જે વખતે જે ગમે તે સઘળું આપણે સહન કરવું અને હમેશાં મનમાં ખુશીજ રહેવું. કદી ડરીને મનથી હિંમત હારી જવી નહિ. ઘણાં દુ:ખની વખતે ઘણી હિંમત રાખવી.

જુઓ, જાનકી રામચંદ્રજી જેવા મોટા રાજાની રાણી હતી. તેને રાવણે ખભે બેસાડીને ( પોતાની અશોક વાડીમાં ) રડતી આણી હતી, તેમણે ધીરજ રાખી જેવી રીતે વખત ગુજાર્યો—કાઢ્યો તે પ્રમાણે ઘણાં દુ:ખની વખતે ઘણી હિંમત રાખવી.

પાંચ પાંડવની સ્ત્રી સતી દ્રૌપદીને સભાની વચ્ચે આણ્યાં ( કુળવાન સ્ત્રીને મરદોની સભામાં આણવી એ મોટો અન્યાય ) એટલુંજ નહિ પણ તેના પતિઓના અને સભાના દેખતાં પાપીએ તેનાં વસ્ત્ર-ચીર ખેંચ્યાં. આટલું આટલું અપમાન થવા છતાં—દુઃખ પડયા છતાં તેમણે પોતાનો પ્યારો પ્રાણ તજ્યો નહિ નહિ. માટે આપણે પણ

ઘણાં દુઃખની વખતે ઘણી હિંમત રાખવી.

અયોધ્યાનો રાજા હરિશ્ચંદ્ર ઘણી પીડા પામ્યો અને વિશ્વામિત્રને રાજ્યપાટ આપી દીધા પછી દુઃખને વખતે મજુરી કરીને પણ જીવ્યો. જુઓ, તે મોટા હાથીના હોદ્દાપર બેસનારો હતો (છતાં પણ દુઃખના પ્રસંગે હિંમત ન હારી જીવ્યો અને અંતે સુખી થયો) માટે આપણે ઘણાં દુઃખના પ્રસંગે ઘણી હિંમત રાખવી.

પાઠ ૧૫ મો.

અદ્‌ભુત=નવાઈ જેવી
તડાકો=જોર
સુભમીર=સારો હાકેમ
નભ=આકાશ
કીમિઆગર=કિમીયો કરનાર (લોઢાનું સોનું બનાવે ઇ૦ ઢોંગ કરનાર)
કુટે=ભુકો
છોટા=નાના
ત્રિકાર=ખૂબ: ધાકું;

સમજુતી-ઇશ્વરની શક્તિ અદ્‌ભુત છે. તેનો કોઈ છેડો મેળવી શકતું નથી. ઉનાળામાં તાપનું જે જોર હતું તેનો ભાર નરમ પડયો એટલે-તે નરમ પડયું તરતજ તેનું જોર નરમ પડ્યું અને મનુષ્યોનું રક્ષણ કીધું. પરમ કૃપાળુએ કેવી સારી યુક્તિ બનાવી છે કે, તાપ પછી તરતજ વરસાદ આવે છે જેથી માણસો અને સર્વ ઠંડા પડે છે. ( માટે કવિ કહે છે કે ) ઇશ્વરની શક્તિ અદ્‌ભુત છે. (૧)

જરા વારમાં તાપને ક્યાં પહોંચાડી દીધો ! અને વળી તાપને ઠેકાણે-કિનારે છેડ-પછી-સઘળી જગ્યાએ ઠંડક કરવા માટે સારો હાકેમ વરસાદ રૂપી મોકલ્યો;

છલક છલક પાણી છંટાવવાને માટે ખુશી થતા હસતા સારા હાકેમને મોકલ્યો. અને ઉનાળાનો ગર્વ ઉડાડી દઇને પલકવારમાં

તેને ક્યાંનો ક્યાં પહોંચાડયો ! (૨)

સમુદ્રનું પાણી શોષી લઈને આકાશમાં એકઠું કર્યું છે. તેને આકાશમાં અદ્ધર કેવું મૂક્યું છે ! જ્યાં મોકલે છે ત્યાં તે જાય છે. ત્યાં છોડે છે ત્યાં ઝુકાવીને જાય છે અને પૃથ્વીને વધાવીને વૃષ્ટિ કરે છે. ખરેખર એ સાગરનું જળ શોષી લઈને કીમીઆગરનું કામ કરે છે. અર્થાત્ જેમ કીમીઆગર ખોટી વસ્તુ લઈ લાભ કરી આપે છે તેમ આ પણ કરી આપે છે. (૩)

ઈશ્વરના હાથમાં એક સારી ચાળણી છે; જેમાંથી તે પાણી છલકાવીને ચાળી નાખે છે (વરસાદની જુદી જુદી ધારાઓ પડે છે તેથી આ કલ્પના છે.) આ પ્રમાણે પાણી છલકાવીને ચાળી કાઢે છે અને જમીન પર સરસર છરછર છાંટા પાડે છે. સખત તાપથી તારે (સખત તાપનું દુઃખ મટાડે) એવી ઈશ્વરના હાથમાં ચાળણી છે. (૪)

હવે વરસાદની ક્રિયા વર્ણવે છે.

પહેલાં છમ છમ છમ છમ ઝીણા છાંટા-છાંટીનું પૂર (જથો) પડે છે. જેમ ચાળણીમાં ઝીણાં દાણા જલદી ગળી જાય છે તેમ એ જાણે ઝીણો ફૂટો-છાંટાનો એકદમ પ્રથમ દૂર નાખી દે છે. એ પ્રમાણે પ્રથમ નાના છાંટાને દૂર નાખી દે છે. અને પોતાની ચાળણીમાં મોટા મોટા દાણા સંઘરી રાખે છે. આપણી ચાળણીમાં રહે છે તેમ-પ્રથમથીજ મોટા ઝપાટા ઝપટાવતા નથી પણ પ્રથમ છમ છમ છમ છમ ઝીણા છાંટાજ પડવા દે છે. એટલે વરસાદના એકદમ મોટાં ફોરાં પડે છે. (૫)

આ પ્રમાણે નાનાને ચાળી રહ્યા પછી ચાળણીમાં સંઘરી રાખેલા મોટાને ખૂબ ચાળી નાખે છે. જુઓ તેના સપાટા કેવા આવે

છે ! મોટા દાણાના (ફોરાંના) ઝપાટાને અને પાણીને પાર રહે તો નથી.

પછી પાણીનો પાર રહેતો નથી અને સઘળી પૃથ્વી પુષ્કળ ભિંજાઇને પછી માટી તણાય છે. આ પ્રમાણે ઝરમરે-નાની ઝાંટીઓએ મોટા સંઘરેલા છાંટાને પોતાની જગ્યા આપી અર્થાત્-નાની છાંટી પછી મોટા છાંટા આવ્યા. (૬)

પૃથ્વીપર વરસાદ પડે છે તેથી ખરેખર જગતને પરસાદ—ખાવાનું-અનાજ વગેરે મળે છે. સઘળી મેરથી ધૂળ દબાઇ ગઈ છે તે ઇશ્વરના વરસાદના હુકમથી હોયની એમ લાગે છે. ધૂળ દબાઇ ગઈ છે તે અને જગતને વરસાદ જડે છે તે બન્ને હરિના હુકમથી હશે ! એમ કહી શકાય.

### પાઠ ૧૬ મો.

અલબત=બેશક
અપેક્ષા=ઇચ્છા
નામકરણ સંસ્કાર=નામ પાડતી વખતે જે ક્રિયા કરવામાં આવે છે તે, નામ પાડવું તે
સુવર્ણ=સોનું
કઠિણતા સૂચક=કઠણતા બતાવનારાં
મનુસ્મૃતિ=મનુભગવાને બનાવેલી સ્મૃતિ-ધર્મ પુસ્તક
અનુમાન=તર્ક
તરુણ=જુવાન
અવસ્થા=સ્થિતિ
બોથડ=મૂર્ખ, અણુઘડ
અંગ=ભાગ
સંમતિ=સલાહ
કુમારિકા=પરણ્યા વિનાની નાની બાળકી; કુંવારી છોકરી,
છુટા છેડા કરવા=તલ્લાક આપવી; વિવાહ સંબંધ તોડવો
હવાલો=સોંપણુ; દેખરેખ
બહુ=વહુ
પ્રસિદ્ધ=પ્રખ્યાત
શ્રીમંત=પૈસાદાર
કુલિન=આબરૂદાર

## પાઠ ૧૭ મો.

કરકસર=યોગ્ય ખરચ કરી કંઇક બચાવવાની ઇચ્છા તે
કંજુસાઇ=હોય છતાં ખર્ચ ન કરવો ને દુઃખી થવું તે
ઉડાઉપણું=જોઇએ તે કરતાં વધારે ખરચાળપણું
દુર્ગુણ=નઠારો ગુણ
લાહે=આગ; તીવ્ર ઇચ્છા
નિરૂપયોગી=ઉપયોગ વિનાનું
ચરૂ=દેગ
કિંવા=અથવા
મુદ્દત=વખત
શિલા=પથ્થર
મખીચુસ=ઘીમાં માખી પડી હોય તો તેને પણ નીચોવી લેનાર; અતિશય કંજુસ
પેટે પાટા બાંધવા=પૂરતું ખાવું પણ નહિ
ચમડી તૂટે પણ દમડી ન તૂટે=શરીરને નુકસાન થાય તો ખેર પણ પૈસા ન જવા જોઇએ
કૃપણ=કંજુસ
જેરબંધ=કોરડાનો
સાંચ્યું=સંઘર્યું
નિરર્થક=નકામું

પેટ બાળીને સાંચ્યું ને દીવો બાળને કાંત્યું તે નિરર્થક છે.= ખાધામાં દુઃખ વેઠી પૈસા એકઠા કીધા હોય તે નકામા જાય છે. કારણ ભૂખ અથવા નઠારા ખોરાકથી મરણ જલદી થાયછે. તેજ પ્રમાણે રાતનું કાંતેલું સુતર પણ નકામું થાય છે કારણ કે અંદર ગળા ગળફા વગેરે રહી જાય છે—જાડું પાતળું પણ થઇ જાય છે. અને દીવાનો ખરચ નકામો થાય છે.

દોહીલા દિવસ=નઠારા દિવસ; પારકાને આશરે પેટ ભરવાના દિવસ; દુઃખના દિવસ
વૃદ્ધાવસ્થા=ઘડપણ
અર્થ આવે છે=કામ આવે છે
ચંદનહાર=એક જાતનું ઘરેણું.
શિરપાવ=સેલાં પાઘડી વગેરેનું ઇનામ.

ખાળે દાટા ને બારણાં ઉઘાડાં=નાની વાતોમાં બહુ કસર કરે ને જયાંથી ઘણા પૈસાનો બચાવ થાય તેવે ઠેકાણે લક્ષ ન આપે

દાનત=ઇચ્છા

યથાશક્તિ–શક્તિ પ્રમાણે

### પાઠ ૧૮ મો.

શકુંતલા=કણ્વ ઋષિની ધર્મપુત્રી અને દુષ્યંતની સ્ત્રી; મેનકા અને વિશ્વામિત્ર ઋષિની પુત્રી. શકુંત નામના પક્ષીએ એનું રક્ષણ જંગલમાં કરેલું તેથી શકુંતલા

ગૌતમી=શકુંતલાને ઉછેરનાર તાપસી

પ્રણામપૂર્વક=નમસ્કાર સહિત

પરિક્રમણ=પ્રદક્ષિણા

પ્રિયવંદા=શકુંતલાની સખી

ઉત્કંઠા=ઇચ્છા; હોંસ

વિયોગ=જુદાપણું

કલ્લા=બાચકા; જુડા

નર્તન=નાચ; નૃત્ય

વિજોગ=જુદાઇ

સકલ=બધી

વનલતા=વનની વેલો

ઉભરો=મનનો જુસ્સો

**સમજુતી**—તારા વિયોગથી હરણો મોઢામાંથી દર્ભના કલા ભોંય-પર નાખી દે છે–ખાતાં નથી, મોરને વિયોગના ભાલા વાગ્યા તેથી તેણે નર્તન-નાચવું છોડી દીધું છે–દીલગીર–શોકમગ્ન થઇ ગયા છે. (૧)

સઘળી વનવેલો પણ જાણે ખરેખરાં આંસુ પાડતી હોયની! તેમ પાંદડાં ભોંયપર નાખે છે, અને એ રીતે તારા વિયોગ દુઃખના ઉભરા કાઢે છે. (૨) (વસંત ઋતુમાં વેલોના પાંદડાં સ્વાભાવિક રીતે ખરી જાય છે. તે ઉપરથી કવિએ કલ્પના કરી છે.)

વનજ્યોત્સના=વેલનું નામ છે.

કાશ્યપ=મરીચી પ્રજાપતિના પુત્ર

મેળાપ=મુલાકાત

સંકલ્પ=વિચાર

ભરતાર=ધણી; વર

અવર=બીજી

સુકૃત=સારાં કામ

પ્રમાણ=નક્કી

વધુ=વહુ

વધુવર=વરવહુ

**સમજુતી**—મેં પહેલાંથીજ તારે માટે મારા મનમાં જે ધણીનો વિચાર કરી મૂક્યો હતો. તે રૂપમાં, કુળમાં અને બીજા સદ્ગુણમાં તારા સરખોજ ધણી તું સારાં કૃત્યથી નકકી પામી છે. (૧)

તેજ પ્રમાણે એ નવી વેલ (વનજ્યોત્સના) ને પણ આંબો વર મળી ગયો છે અને એને પણ વરવહુની જોડ જામી છે. અર્થાત્ વરવહુ સરખાં યોગ્ય મળ્યાં છે. તું અને તારી વેલ બન્ને હવે વર વિષે સુખીઆં થયાં છો તેથી તેની-વેલની-અને તારા વિષેની મારી ચિંતા આજે ગઈ છે. (૨)

| | |
|---|---|
| માર્ગે પડ=જા | અમલ=ચોકખું; મેલવિનાનું |
| સુપરત=સોંપણુ | ઇંગુદી=ઇંગોરાં |
| બેજીવવાળી=ગર્ભવંત | સામો=ખેડયા વિના એની મેળે |
| નિર્વિઘ્ને=અડચણ વિના | થયેલું-પાકેલું ધાન્ય |
| શુભવર્તમાન=સારી ખબર | મુઠીભર=મુઠીમાં માય એટલો |
| પાલવ=છેડો | તુલ્ય=બરાબર |
| કુશ=દાભ, | |

**સમજુતી**—દર્ભ ચરતાં તેની અણી-ધારથી પડેલા ઘા રૂઝાવા માટે ચોકખું ઇંગોરાનું તેલ તેં જેના મોઢે રેડયું હતું-લગાવ્યું હતું અને જેને મુઠીભર સામો ખવડાવીને ઉછેર્યો, તે પુત્રના જેવો હરણુ તને છોડી જાય નહિ-તને છોડશે નહિ. (૧) (શકુન્તલા એ હરણની ચાકરી કરતી હતી તેનું વર્ણન છે. )

| | |
|---|---|
| બાપલ્યા=બિચારા; બાપડા | સંપ્રદાય=રિવાજ; ચાલ |
| શારંગરવ=કાશ્યપ ઋષિનો શિષ્ય | તટ=કિનારો |
| ભગવન્=પવિત્ર પુરુષ; મોટા માણસ | સંદેશો=ખબર; કહેણ |

| | |
|---|---|
| વૃત્તિ=ઇચ્છા | યુવતી=તરૂણી |
| અવર=બીજું | સત્કાર=આદરમાન |
| માન=મોટાઇ | વધુ=વધારે |
| બંધુજનો=સગાં સંબંધીઓ | ઉદય=ચઢતી |

**સમજુતી**—તપ એજ જેમનું ખરૂં ધન છે, એવા અમો ઋષિને જે જાણે છે-ઓળખે છે, તે સાથે વળી તમારૂં કુળ પણ ઉંચું છે તે ખુશીથી વિચારી લો. પોતાની મેળે અકસ્માત એક બીજા ઉપર સ્નેહની વૃત્તિ છૂટી હતી-સ્નેહ થયો હતો તે વખતે કોઇપણ રીતે સગાં વહાલાં કોઇ હતાં નહિ. અર્થાત્ તમારા બન્નેનો સ્નેહ એની મેળે કુદરતે રીતે થએલો છે. સગાંવહાલાંએ વચ્ચે પડી કરેલો સ્નેહ નથી. (૧)

જેવી રીતે આપ વડે બીજી ઘણી રાણીઓ ઘણી માનવંતી છે—આપને માનીતી છે તે પ્રમાણે સામાન્ય સરખા સત્કારથી તમે આ યુવતીને-આને પણ પાળજો અર્થાત્ બીજી બધી રાણીઓ પર જેવો પ્રેમ રાખો તેવો આના ઉપર પણ રાખજો. એથી વધારે ઉદય પ્રાપ્ત થવો—ચઢતીમાં આવવું-પટરાણી પદે આવવું-રાજાનો વિશેષ પ્રેમ મેળવવો-તો નસીબને આધીન છે. એ સંબંધે વહુના સગાં વહાલાંથી કાંઇ વિશેષ કહી શકાય નહિ કે તમે આના પર વિશેષ પ્રેમ રાખજો અને બીજીઓનાપર ઓછો પ્રેમ રાખજો. (૨)

### પાઠ ૧૯ મો.

| | |
|---|---|
| સુજન=સારા માણસ | આચરીએ=કરીએ |
| ઉગ્ર=સખત | દીન=ગરીબ |
| મોહાદિક=મોહ વગેરે | આકુલ્ય=આકુળતા |
| પરાભવ=હાર | ભગવંત=ભગવંત કવિ અથવા ઇશ્વર પણ થાય |

સમજુતી–સૌ સારાં માણુસો એક મનથી સાંભળજો. કર્મ—કામને વિચારી વિવેકથી વર્તવું અર્થાત્ વિવેકથી વિચારીને કામ કરવું. સૌ સારાં ઇ૦ (૧)

વિવેક, ઉત્તમ—સઘળી વાતોના તત્ત્વરૂપ છે. જે થકી માણુસ દુનિયાદારીમાં સારૂં જાણુનારો થાય છે–કહેવાય છે. (૨)

વિવેકથી—એ થકી સારાસાર–સારા નઠારાનું સારૂં નરસું ઓળખવાનું જ્ઞાન વધે છે અને એ એકથી નઠારી બુદ્ધિ અને અજ્ઞાન મટી જાય છે. (૩)

એ ન્યાય અને નીતિને યુક્તિથી જણાવે છે. અને સાચાના વિચાર–સાચી વાતના વિચાર ફરી ફરીને સૂચવે છે. (૪)

મોટાં મોટાં સંકટોને સમાવી મટાડીને દુઃખને મટાડે છે. અને યુક્તિઓ–સૂઝાડીને ધાકને હંમેશાં હરી લે છે–મટાડે છે. (૫)

કલેશના દુખરૂપી અગ્નિની જ્વાળાને હોલવી નાખે છે અને નઠારી વાણી રૂપી સખ્ત ઘા પડયો હોય–કોઇએ મેણાં દીધાં હોય ઇ૦ તેવા ઘાને વિવેક રૂઝવે છે. (૬)

ક્રોધ, લોભ, મોહ વગેરે મનના મોટા વિકારોથી બચાવી લઇને તે ગુણુને તે ગુણોને જરા વિસ્તારથી વધારે છે અર્થાત્ ઘણુાજ થોડા વધવા દે. (૭)

ક્ષમા–ધીરજ, સહનશક્તિ–ખામોશ ખાવાની ટેવ–સંતોષ અને શાંતિ વગેરે સુખ આપીને દુ.ખનો નાશ કરે છે. (૮)

આ જગતમાં વિવેક હંમેશાં નક્કી જય પામે છે. કોઇ તેને હરાવી શકતું નથી એટલે કોઇથી તેની હાર થતી નથી. (૯)

એનો મહિમા–કીર્તિ જગતમાં મોટી છે. એના જશને તે કયાં

સુધી કેટલો વખાણીએ અર્થાત્ જેટલો વખાણીએ તેટલો ઓછો છે. (૧૦)

હંમેશાં મનમાં ધીરજથી વિવેકને ધારણ કરવો અને મનને સ્થિર રાખીને આચરણ કરવું. (૧૧)

ઇશ્વરની મહેરબાની વગર એ ગુણ આવતા નથી. પૂર્ણ કૃપાથી એ ગુણ આપણે પામીએ છીએ. (૧૨)

માટે ઇશ્વરની સારી રીતે સ્તુતિ કરો અને તેના ગરીબ દાસ થઇને સારી રીતે ચાલો. (૧૩)

ઇશ્વરને ખુશી કરવાનો ઉપાય પણ એજ છે અને માણસનો અવતાર મળ્યાની સફળતા-સાર્થક પણ એજ છે. (૧૪)

હરિનો દાસ-ભગવંત-નમીને વિનંતિ કરીને પ્રાર્થના પૂર્વક પ્રભુની પાસે સારી બુદ્ધિ માગે છે. (૧૫)

### પાઠ ૨૦ મો.

વિકરાળ=ભયંકર
સૃષ્ટિ=દુનિયા
અંકુશ=હાથીના માથામાં ખોસવાનું ત્રિશૂળ જેવું તીક્ષ્ણ ધારવાળું હથિયાર
અદ્દભુત=નવાઈ જેવાં
ચમત્કારી=આશ્ચર્ય ઉત્પન્ન થાય તેવાં
નાથ=બળદના નાકમાં ઘાલવામાં આવે છે તે દોરી
નીરમ=વહાણને પાણીની સપાટી પર સમતોલ રાખવાને તેમાં જે ભાર મૂકે છે તે,
બેફેદ=નિરંકુશ; દાબ વગરનો; ઉદ્ધત
નિર્ણય=નિકાલ

### પાઠ ૨૧ મો.

શીલવતી=બ્રહ્મચર્ય-નીતિવાળી
વિદ્યાવતી=વિદ્વાન; ભણેલી
સ્વહસ્તે=પોતાને હાથે; પોતાની જાતે
હાક=બૂમ
નિપુણતા=પ્રવિણતા; માહિતી
રાજ્યતંત્ર=રાજ્યકારોબાર
અમાત્યો=પ્રધાનો
ચકિત થતાં=આશ્ચર્ય પામતાં
હવાલે કરો=સોંપી દો

મુખત્યાર=માલીક
સાર્વજનિક=સર્વ માણસને ઉપયોગી થઇ પડે તેવી
હલીલો=બચાવ
અગાધ=ઘણી
અમર=નાશ ન પામે એવું
ખોડીલો=ખોડવાળો; વાંક્રો

પાઠ ૨૨ મો.

અવિનાશી=નાશ વિનાના
લેશ=જરા પણ
ભળાં=એકઠાં
નિજ=પોતાનું
સુવાસ=સારી વાસ; કીર્તિ
ઉજાસ=અજવાળું
હાશ=નિરાંત
કુધારો=નઠારી ટેવ

**સમજુતી**—હે અવિનાશી પ્રભુ! અમારી અરજ સાંભળો, આપ દયાળુ છો અને અમે સૌ નાનાં બાળક છીએ માટે અમારી એક આશા છે તે પુરી કરો. હે ૦

છોકરાં-બચ્ચાં તો ઘણાએ વાંક-અપરાધ કરે છે પણ તેથી આપ નિરાશ થશો નહિ. હે ૦

અમે અહિં ભણતર ભણવા-વિદ્યા મેળવવા એકઠા થઇએ છીએ તો આપ અમને નિરાશ કરશો નહિ અર્થાત્ અમને વિદ્યા મળે-પ્રાપ્ત થાય એવી શક્તિ આપશો. હે ૦

અમે સર્વે સારા ગુણો સમજી લઇએ અને અમારામાં જરાએ કચાશ રહે નહિ જરાએ ઓછપ રહે નહિ એવું આપ કરશો. હે ૦

અમને સારા ગુણની સાથે સારી બુદ્ધિ પણ આપો જેથી અમારો સૌમાં સમાસ થાય-અમે સઘળાં ભેગાં હળી મળીને રહી શકીએ. હે ૦

અમે મનમાં હંમેશ-રાત દિવસ-ચોકખાં (રાગ દ્વેષ વિનાના) રહીએ એવું કરો. જેથી અમારી કીર્તિ ફેલાય. હે ૦

